# નિસ્યંદન

( ગુજરાતી કવિતાનું ઈ-સામયિક )

ઓક્ટોબર ૨૦૧૭ વર્ષ – ૫ સળંગ અંક – ૨૭




તંત્રી-સંપાદક
યોગેશ વૈદ્ય

## o 'નિસ્યંદન' વિશે

o મૂલતઃ ગુજરાતી કવિતાને વરેલું 'નિસ્યંદન' અન્ય ભાષાની કવિતા તેમ જ અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે.

o લવાજમ : આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા

o 'નિસ્યંદન' આપના ઈ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો : અમારી વેબસાઇટ http://yogish.co.in પર જઈ 'નિસ્યંદન' નામક વિભાગમાં સાઇડબારમાં મૂકેલ 'નામાંકન પત્ર'માં વિગત ભરી submit કરો.

અથવા

https://docs.google.com/spreadsheet/embeddedform?formkey=dHRQTnYzLVI4YWZmNHpXVF9VS3R4cnc6MQ

કડી પર **Ctrl+Click** કરો. ખૂલેલા ફોર્મમાં વિગત ભરી **submit** કરો.

o આપના સાહિત્યકાર મિત્રો તેમજ કાવ્યરસિક મિત્રોને 'નિસ્યંદન'ના નામાંકન માટે પ્રેરી 'નિસ્યંદન'ના પ્રસાર માટે મદદરૂપ થવા વિનંતી.

## o 'નિસ્યંદન' માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્યરચનાઓ તથા કાવ્યાનુવાદ / મીમાંસા. કૃતિ સાથે સાહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o *અપ્રગટ રચનાઓ જ મોકલશો . બ્લૉગ / વેબસાઇટ પર મૂકાયેલી પ્રગટ રચનાઓ મોકલવી નહીં .*

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર/ લઘુવૃત્તાંત ( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લિપિંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લિપિંગ.

o પુસ્તક-પરિચય માટે પુસ્તકની એક નકલ.

o *'નિસ્યંદન'માં પ્રગટ થતા વિચારોની જવાબદારી જે તે કવિ / લેખકની રહે છે.*

o કૃતિના સ્વીકાર / અસ્વીકારનો નિર્ણય એક માસમાં લઈ લેવાય છે.

## o અમને મળવાનાં ઠામ-ઠેકાણાં :


o ટપાલ દ્વારા - યોગેશ વૈદ્ય, 'હૃદય કુંજ', યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ - ૩૬૨ ૨૬૫ (ગુજરાત) ભારત.

o ઇ-મેઇલ દ્વારા - mryogi62@gmail.com

o વેબસાઈટ - http://yogish.co.in

o બ્લૉગ - http://yogesh-vaidya.blogspot.com

o ફેઇસબુક પેઇજ https://www.facebook.com/Nisyandan





**પરામર્શક**

જનક દવે

સાહિલ

શશિકાંત ભટ્ટ 'શૈશવ'

જિતુ પુરોહિત

*

**આ અંકના ફોટો-કલાકાર**

ડૉ. રાજેશ કોટેચા

*

**પરિકલ્પના અને સજાવટ**

યોગેશ વૈદ્ય

*

**પ્રૂફરીડિંગ**

જિતુ ત્રિવેદી

*

**ટેકનિકલ સહયોગ**

ગુંજા વૈદ્ય મંદાર દવે




# અનુક્રમ

( પૃષ્ઠ નંબર પર ક્લિક કરો અને સીધા ઇચ્છિત પૃષ્ઠ પર પહોંચો, પૃષ્ઠના તળિયે મૂકેલ સંજ્ઞા પર ક્લિક કરી અનુક્રમ પર પરત આવો )



## O સંપાદકીય

આપ સહુને નવવર્ષ વિક્રમ સંવત ૨૦૭૪ની શુભકામનાઓ. શરૂ થઈ રહેલું નવલું વર્ષ આપ સહુ મટે મંગલમય હો તેવી અભ્યર્થના.

આજના દિવસે આપણા ગઝલકાર શ્રી જિતુ ત્રિવેદીની એક સુંદર ગઝલ યાદ આવી રહી છે. કશી જ ટિપ્પણી નથી કરતો. આ રહી એ ગઝલ-

### નવું વરસ

**જ્યારે મળીએ, જે દી મળીએ, ત્યારે તે દી નવું વરસ;**
**મતલબ કે, કો' મનથી મળવા ધારે તે દી નવું વરસ.**

**ખાસ્સા ત્રણસો પાંસઠ  દી'નો વાર્ષિક ગાળો ધરા ઉપર,**
**હું તો માનુંઃ ક્ષણ જ્યારે પડકારે તે દી નવું વરસ.**

**ચહેરા પર રંગોળી, રોમેરોમે દીવડા ઝળાહળા;**
**માણસ-માણસ રોશન બનશે જ્યારે તે દી નવું વરસ.**

**આળસ જઈને પેસી ગઈ હોય સૂરજના પણ સ્વભાવમાં,**
**એવી આળસ કવિતા સામે હારે તે દી નવું વરસ.**

**દરિયો કેવળ નિજમસ્તીનો જોખમકારક બની શકે;**
**તરવૈયાઓ એકબીજાને તારે  તે દી નવું વરસ.**

**ઈશ્વરનું આપેલું હૈયું ફળિયું શાને બને નહીં ?**
**આ જ પ્રશ્ન પર લોકો સ્હેજ વિચારે તે દી નવું વરસ.**

ખાસા નવ માસના અંતરાલ પછી આપના સુધી પહોંચી રહ્યા છીએ.   'નિસ્યંદન'ના પ્રકાશનમાં આવેલા આ લાંબા અંતરાલના કારણમાં મુખ્યત્વે પ્રકાશન માટે જરૂરી એવી સામગ્રી (કવિતાઓ)નો અભાવ રહ્યો છે. અમે આ અગાઉ પણ આ અડચણ વિષે વાત કરી ચૂક્યા છીએ. અહીં એક પાનું કોરું રાખીને પ્રતીકાત્મક ટહેલ પણ નાખી છે. આ સામયિકના ચાહક હોય તેવા અનેક કવિઓને અમે મૌખિક નિમંત્રણો આપ્યાં છે. આ સામયિક એક ઈ-સામયિક હોઈ તેઓ આ સામયિક માટે તેમની અપ્રગટ કૃતિઓ આપી ન રહ્યા હોય તેવા પ્રગટ અને અપ્રગટ પ્રતિભાવો અમને મળ્યા છે. સામા પક્ષે નબળી કવિતાઓ સ્વીકારી અને સામયિક પ્રગટ કરતા રહેવાની અમને ધખના નથી. ભૂતકાળમાં પણ જ્યારે આ સામયિક બંધ થયું હતું ત્યારે તેનું મુખ્ય કારણ આ જ હતું.

આજે ફરીથી આપના સહકારની અપેક્ષા સાથે   'નિસ્યંદન'નો આ અંક પ્રગટ થઈ રહ્યો છે. આપનાં કાવ્ય-સહયોગ ઉપરાંત ઉપયોગી સૂચનો આવકાર્ય છે.

**યોગેશ વૈદ્ય**

## ચાર કાવ્યો
### બાબુ સુથાર



**૧**

ગામમાં
ફળિયામાં
ઘરમાં
રસોડામાં
ચૂલા પર
લોઢીયામાં
ને રોટલાની ધાર પર પણ
તગતગી રહ્યો છે
એક પડછાયો
એક આંખવાળો

લોકો જૂએ છેઃ એમના ડીલની કોરે પણ
તગતગી રહ્યો છે એ

"કોનો હશે આ પડછાયો?"
"મને ખબર નથી, મને ખબર નથી."

"ગામના ગોરને પૂછો,"
"ક્યાં છે પેલો વાલમો ભૂવો?
બોલાવો એને."

ગોર ટીપણાની લીટીએ લીટીએ ને
વિરામચિહ્નોએ પણ ફરી
ખાલી હાથે પાછો આવે છે
વાલમો કહે છેઃ હાળું કોતરનું પાણી સુકાય
એમ પૂર્વજો સુકાઈ ગયા લાગે છે

કોઈને સમજાતું નથી કે
શું થઈ રહ્યું છે

હવે તો પશુઓ, પંખીઓ, વૃક્ષોના પડછાયાઓ પર પણ
બેસવા લાગ્યા છે એક આંખવાળા તગતગતા પડછાયા

"પાણી પણ બચશે નહીં"
"ધૂળ પણ"

કોઈને સમજાતું નથી
કે શું થઈ રહ્યુ છે

મને પણ.

**૨**

એકાએક ગામના કૂવાની ધોરી આય સુકાવા લાગી

આવું કેમ થયું હશે?
બધા વિચારમાં પડી ગયાઃ
શું કરીશું જો પાણી જ નહીં હોય
કૂવામાં તો?

શેનાથી જોડશું આપણે
ગઈ કાલ
અને આવતી કાલને?

"બે ચોઘિડયાં વચ્ચે
વાવાઝોડાં રહેવા આવ્યાં લાગે છે
નહીં તો આવું ન બને."

મુખી કહે છેઃ કંઈક કરો.
રૂમાલ બારિયે
બકરો વધેર્યો
વાલમે
કૂકડો
કોહ્યા ઠારે
સાત નાળિયેર
મોટિયારોએ ગામ છેડાની માતાના દેરે
સાત સાત ટીપાં ચડાયાં પોતપોતાની
ટચલી આંગળીનાં

તોય ધોરી આય પાછી લીલી ન થઈ

જોતજોતામાં ગામ આખું
ગઈ કાલ અને આવતી કાલ વગરનું થવા લાગ્યું

ભૈરવ મંદિરનો બાવો બોલ્યોઃ
સ્મૃતિમાં પણ ધૂળ ઊડશે એક દી, જોજોને...

હું મારાં હાડકામાં માળો બાંધવા તણખલાં ભેગાં કરવા લાગું છું

૩

મારા બાપા કહેતાઃ
બેટા, તારા દાદા
એમના ય દાદા
અને વડદાદા સાથે
વરસે એક વાર બેસતા
ને વાતો કરતા
દાદા પૂછતાઃ આ વાંસલાની ધાર કેમ નથી નીકળતી
તો દાદાના દાદા એમને કહેતાઃ
જળ અને પથ્થરની વચ્ચે અબોલા થયા છે.
હવે મારા દાદા ને એમનાય દાદા કે વડદાદા
મને મળવા નથી આવતા
હું ક્યારેક દીવો લઈને
એમની પાસે જતો હોઉં છું
પણ હું માંડ ગામની ભાગોળે પહોંચું
કે દીવામાં ઘી ખૂટી જતું હોય છે.
હું બાપાની આંખના ભીના ખૂણા
જોયા કરતો.
હું હવે મારા દીકરાને કહું છુંઃ
એક વખતે તારે દાદા હતા.
મને બરાબર ખાતરી છે કે
હવે મારો દીકરો
એના દીકરાને કહેશેઃ
બેટા, વરસો પહેલાંની વાત છે
તારે એક દાદા હતા....




૪

ગામના ચોકમાં પડ્યો છે એક મૃતદેહ
કોનો છે? કોઈનેય જાણ નથી.
શું થયું હતું એને?
કોઈને ય ખબર નથી.
એક પછી એક લોકો આવે છે, મૃતદેહ પાસે
ઊભા રહે છે, જુએ છે, વિચારે છે,
સ્મૃતિમાં પડેલા ચહેરાઓને વારાફરતી
વાસણની જેમ ઝાલે છે,
કાને જુએ છે, બુધે જુએ છે,
નામ વાંચે છે, માથું હલાવે છે,
ને પછી ચાલ્યા જાય છે.
એમ કરતાં સાંજ પડે છે.
પેલો મૃતદેહ કંઈ પણ બોલ્યા વિના
પાસેના ચોરા પરના પાટિયા પર
પોતાનું નામ લખી દે છે.
બીજા દિવસે સવારે જે કોઈ એ નામ વાંચે છે
એ પોતાનું નામ જોઈને  ચૂપચાપ ઘેર ચાલ્યું જાય છે,
ને પછી મનોમન બોલે છેઃ
હું ક્યારે મરી ગયો એની મને પણ ખબર ન પડી!

## ગઝલ

મહેફિલમાં છલકાતી પ્યાલી હોઠ સુધી પ્હોંચી તો બિલકુલ ખાલી નીકળી.
અદલોઅદલ  મારા કિસ્મત જેવી  મારા હિસ્સાની હર પ્યાલી નીકળી.

લાગે છે કે પાછી કાઢેલી ખુશ્બૂની વણઝારોના શાપ ફળ્યા છે
કરમાયેલાં ફૂલો કરતાં પણ કરમાયેલી મારી ખુશહાલી નીકળી.

મૌસમની પહેલી વર્ષાના ચુંબન ઝીલતાં પર્ણોનાં સિસકારા જાણે
અલ્લડ કન્યાના હોઠોથી વાજિદશાહની ઠુમરી શું મતવાલી નીકળી.

હેબત ખાઈ જવાયે એવું અચરજ  નકરું અચરજ  ફૂટ્યું  રુંવેરુંવે
પરદુઃખભંજન વિક્રમના લોહીમાં તરતી વાતો કાં વૈતાલી નીકળી.

એમજ ક્યાં સરક્યા છીએ હેરતના કૂવામાં આખેઆખા ઓચિંતાં
જખ્મોના ટાંકા તોડ્યા તો ટાંકા નીચેથી નકરી હરિયાલી નીકળી.

કાન ધરીને નગરી આખી મધુર મધુર ગુંજો લૂંટવા છે તત્પર કેવી
ઠૂંઠા હાથોની જડતી લીધી તો મબલખ ના ગુંજેલી તાલી નીકળી.

રોજ વહેણ બદલાયે તોપણ એકજ વહેણે વહેતી લાગે- વહેતી લાગે
પંચ મહાભૂતોને અર્પિત ઇચ્છાઓ નખશિખ 'સાહિલ' પાંચાલી નીકળી.

સાહિલ







## ગઝલ

પળેપળ ચીવટથી તપાસી છે - ન મળ્યું જીવનમાં જીવનપણું
દીધું હોમી આયખું તોય પણ  ન મળ્યું હવનમાં હવનપણું

મળ્યાં સ્વપ્ન ધૂળમાં પળ-વિપળ તરી પાંપણોના સરોવરે
નથી ખોટ લાગણીમાં છતાં ન મળ્યું લગનમાં લગનપણું

એ ગયાં એ વાતનું ચશ્મદીદ ગવાહ આખું શહેર છે
છતાં મનને મારા હજી સુધી ન મળ્યું ગમનમાં ગમનપણું

હવે મનમાં વ્યાકુળતા સમયની ગતિ વિષે જરાયે નથી
ભલે વર્ષો બાદ મળ્યાં છીએ - ન મળ્યું મિલનમાં મિલનપણું

પરિણામ 'સાહિલ' જાણીને કસોટીનું દંગ હું થઈ ગયો
મળી શત્રુમાં નરી શત્રુતા - ન મળ્યું સ્વજનમાં સ્વજનપણું.

સાહિલ




## ગઝલ

તાંતણો કાચો છે – તૂટ્યો ક્યાં છે.
ભેદ ફૂટ્યો છતાં ફૂટ્યો ક્યાં છે.

ના મળી જેમની ઝલક જોવા
સાથ એનો કદી છૂટ્યો ક્યાં છે.

આ હયાતિ છે સાબિતી સધ્ધર,
લૂંટનારે પૂરો લૂંટ્યો ક્યાં છે.

જીવ-ને જીવવા દ્યો ઇચ્છાસર
એ હજી જોતરે જૂટ્યો ક્યાં છે.

આઈનો ક્યાં કર્યો છે સાફ તમે,
મેંય અવતારને ઊટ્યો ક્યાં છે.

થાશે કક્કો ક્યા ભવે પાકો,
ક કલમનોય પણ ઘૂંટ્યો ક્યાં છે.

ચાલશે કેમ થાકી જાશો તો,
માર્ગ 'સાહિલ' હજી ખૂટ્યો ક્યાં છે.

સાહિલ

## મિરાત



વૃક્ષની મિરાત એનો છાંયડો હો જી રે...
મનની મિરાત મનસૂબા રે...
આંખની મિરાત ઊંડાં દેખવાં હો જી રે...
તે વિના તો ખાલીખમ કૂબા રે...

રાઈના દાણેથી રંગ કથ્થાઈ ઊડે તે
કોઈ કામિનીમાં દષ્ટિ થઈને ઠરે
એમાં સ્હેજ પીળાંનો સ્વભાવ ભળે
તે એ, વળી અડાબીડ અંધકાર ચરે
અહો! રૂડાં રૂપ! રૂડી રમણા હો જી રે...
એકમાં અનેકના અજૂબા રે...
મનની મિરાત મનસૂબા રે...

આભ ને મેદાન રમે ખોબો એક તેજ
એનું વ્હાલ આખી અવનિમાં ઊગે
અદૈહી આસવ કોઈ ઝીલે, કોઈ ઘૂંટ ભરી
પીવે, કોઈ ટીપે ટીપે ચૂગે
કોઈ ઊંચા હાથ કરી ચીખતા હો જી રે...
આકંઠે મેં તો ડૂબા-ડૂબા હો જી રે...
મનની મિરાત મનસૂબા રે...

સંજુ વાળા






## ડાળખી

ડાળખી તો હબકીને ગઈ હલી
ફૂલ કેમ સાંજ સુધી રાતાં હતાં તે થયાં અચાનક જાંબલી !

પોતાની આવડત મુજબના તોડ સહુ  અળવીતરાં કાઢે કાંઈ એવા
ખમતીધર ઋત સ્હેજ ભાળીને ભોળવાઈ જાવાના વારસાઈ હેવા
કોઈ વાત એવી પણ હોઈ શકે રંગ જેના હોય જરા શ્યામલી
ફૂલ કેમ સાંજ સુધી રાતાં હતાં તે થયાં અચાનક જાંબલી !

ઊગમણી બાજુની અડાબીડ અમીરાઈ ઠેકીને આવી ગઈ કાંઠે
પાણી ભાળીને આભ આંબવાની જીદ કરી નમણા એક શેરડીના સાંઠે
એના અચંબામાં ગળાડૂબ જોગીદાસ, હું ને મારી નાવલી
ફૂલ કેમ સાંજ સુધી રાતાં હતાં તે થયાં અચાનક જાંબલી

સંજુ વાળા

## તું - હું

જે કંઈ આપે બધું બેવડું પરત કરીશું
રખે ભૂલશો, એમાં અમને ગમતી કોઈ શરત કરીશું.

જરા મૂછમાં મલકો ત્યાં તો
નવતર નસીબ ખૂલે
ગરીબ આખું ગામ, કોઈ ના
આવે મારી તૂલે.
તું આકાશી તારા માગે, તો પણ હાજર તરત કરીશું.
રખે ભૂલશો, એમાં અમને ગમતી કોઈ શરત કરીશું.

તું જો નમણું ગીત બને, હું
થાઉં સૂરીલું ગળું
અજવાળું માગે તો દીવે
તેલ બનીને બળું
તું પહેરે તે ખેસ ખમીસે પરવાળાં શાં ભરત ભરીશું.
રખે ભૂલશો, એમાં અમને ગમતી કોઈ શરત કરીશું.

સંજુ વાળા



## શરમ

હજુ પરમ દિવસે તો
મરેલી ગાયના ચામડા સામે
અમે જીવતા ચામડા ઊતરડી લાવ્યા.
ત્યાં તો
ગઇ કાલે
સનનન... કરતોક એક પથ્થર
લઈ ગયો
અમારું એક જીવતું માથું.
આજે
બાપ-દીકરો
સવારસવારમાં
હાથમાં હૉકીસ્ટિક અને બૅટ લઈ
શ્રીજીબાવાની છબીને પગે લાગ્યા
હંમેશની જેમ
મારાથી ન બોલાયું
કે
શ્રીજીબાવા, આમની સહાય કરજો.
હેલ્મેટ પહેરી બાઈક પર યોદ્ધાની જેમ સવાર થયેલા
એ બન્નેને
હળવેકથી કહ્યું
'સાચવજો'
અને ત્યાં જ
પડોશીનો ટાબરિયો પ્રગટ થયો
સ્કૂલબસમાં બેસતાં બેસતાં બોલ્યો,
'આન્ટી, પંદર ઓગસ્ટ નજીક છે હો !
મને અહિંસા વિશે
અને
મારી બહેનને સ્વતંત્રતા વિશે
નિબંધ લખી આપશો ને ?'

પારુલ ખખ્ખર







## મારો ગુલમહોર

એ લોકો કટકે કટકે કાપી જાય છે
મારા સુકાયેલા ગુલમહોરને.
કોઈ ઝૂંપડાની આડશ માટે,
કોઈ સુવાવડીના શેક માટે,
કોઈ નવજાત ગલૂડિયાની ઘોલકી માટે,
કોઈ પતંગ લૂંટવા માટે,
કોઈ કપડાં સૂકવવાનાં ટેકા માટે,
કોઈ તાપણું કરવા
તો કોઈ ઠાકોરજીનાં ફૂલ ચૂંટવાનાં વાંસડા તરીકે
ઘા પર ઘા વાગતા જાય
દરેક વખતે અજાણતા જ આંસુ ખરી પડે
પરંતુ
ઝૂંપડીની હૂંફમાં,
સુવાવડીની રાબમાં,
ગલૂડિયાની ભોળી આંખોમાં,
પતંગનાં રંગોમાં,
તાપણાનાં ગરમાટામાં,
અને ઠાકોરજીનાં ચરણમાં.
ફરી કૉળાતો જાય
મારો ગુલમહોર.

પારુલ ખખ્ખર

## પાણીના હેવા

કોરાકટાક કરું મેડી-ઝરૂખા ને સુક્કવવા મેલું રે નેવાં,
કે તોય સખી ડંખે છે પાણીના હેવા.

કૂવાથી આજ થકી લેવાં અબોલાં ને નદીયુંનો તરછોડું હાથ
જીદ્દે ભરાણી છું જળ સાથે એવી કે ભરવી છે સૂરજને બાથ
સુક્કા તળાવે જઈ પાણી મેલું કે હવે મારે નઈ લેવા કે દેવા
કે તોય સખી ડંખે છે પાણીના હેવા.

ઝાકળથી મોઢું મચકોડીને ચાલું ને ઠેકી જઉં ગોઝારી વાવ
વાદળને આંખો દેખાડીને ડારું ને દરિયાને આપું ના ભાવ
ખૂણેખૂણેથી ભેજ લૂછી નાખું ને પછી તડકાના ગામે જઉં  રે'વા
કે તોય સખી ડંખે છે પાણીના હેવા.

અડકીને ઓણસાલ સોંસરવો વાગ્યો એ છાંટો હતો કે હતી શૂળ!
શૂળ હો તો મૂળસોતી ખેંચી યે કાઢું પણ અઘરું છે છાંટાનું કૂળ
સામે આવે તો તો દઇ દઉં ભડાકે આ છાંટુડિયું ખેલ કરે એવા
કે તોય સખી ડંખે છે પાણીના હેવા.

પારુલ ખખ્ખર







## ગરમાળાની માયા

તળાવ વચ્ચે ગુલ મહોર્યું, ગુલમ્હોરે આપી છાયા,
બળબળતી બપ્પોરે લાગી ગરમાળાની માયા.

એક દુપટ્ટો કેસરિયો ને એક હથેળી ભીની,
તારેતારે ભીંજાણી છે દેખ ચદરિયા ઝીની,
ઓતર દખ્ખણથી વ્હાલમજી વ્હાલ વાયરા વાયા,
બળબળતી બપ્પોરે લાગી ગરમાળાની માયા.

કયા ચોઘડિયે ઓ સૈંયાજી છાંટ્યો રંગ અનૂઠો,
કઈ તરકીબે નામ ઉપર તેં નામ લગાડ્યો દૂજો,
મનથી મનના મેળ સજનવા છેટી રહી ગઈ કાયા,
બળબળતી બપ્પોરે લાગી ગરમાળાની માયા.

મહેકી મારી ચાર દીવાલો, મહેક્યાં છત ને ફળિયાં,
મહેકી મારી જિદ્દી લેખણ, મહેકે છે કાગળિયા,
સ્પર્શે સ્પર્શે સાંવરિયાજી ફોર્યા અત્તર ફાયા,
બળબળતી બપ્પોરે લાગી ગરમાળાની માયા.

પારુલ ખખ્ખર

## એક કવિતા

દરવાજો તોડીને આવતી
દીવાલ ફાડીને ઊગતી
હે જિજીવિષાઓ
હું જાગી ગયો છું
હવે કબરની શાંતિ તમને પાઈ દઈશ
મારી આંખોને દાટી દઈશ ભગવી સાંજના રંગો નીચે
સઘળી પીડાને સોંય ભોંકી દીધી છે
બધા જ ચૂલા ઠારી નાખ્યા
આંસુને પાટા વાળી દીધા
ડેલીની આગળ ભીંત ચણી દીધી
કશું જ  ખૂલવા જેવું નથી
હું પીપળાના મૂળમાં અટવાઈ ગયો છું
મારા કોઈ ચક્ષુ ખુલશે નહીં
કોઈ શરણમ્ નહીં
કોઈ ચરણમ્ નહીં
મને ગુફાનું એકાંત ઓઢી લેવા દો
સફરજન હતું તેમનું તેમ મૂકી દેવું છે
હવે જમીનમાં ફૂલ બની
સૂરજને તાક્યા કરું
બસ તાક્યા કરું

**નરેશ સોલંકી**




અમિયા કુંવર

પંજાબી કવયિત્રી અમિયા કુંવર (ડૉ. અમરજીત કૌર) હાલ શ્રી ગુરુ તેગ બહાદૂર ખાલસા કૉલેજ, દીલ્હીમાં આસિસ્ટંટ પ્રોફેસર તરીકે ફરજ બજાવે છે. અનેક સાહિત્યિક સંસ્થાઓમાં સભ્ય , સચીવ છે. 'સરુ'નામક પંજાબી ત્રૈમાસીકના સહસંપાદિકા તરીકે પણ કામ કરી રહ્યા છે. પાંચ કાવ્યસંગ્રહો, પાંચ સંપાદનો અને છએક અનુઆવદના પુસ્તકો પ્રકાશીત થયાં છે.

## કવિતાની શોધ

ગુમ થઈ ગઈ છે ક્યાંક
બટવાના એક એક ખૂણે શોધું છું
દરેક ખાનાની ચેઇન ખોલીને ફંફોસું છું
મળતી જ નથી ને
કોણ જાણે ક્યાં મૂકીને ભૂલી ગઈ હું !

એક એક કાગળ- ચબરખી
બસની ટિકિટ
રેસ્ટોરન્ટનું બિલ
ઊંધું-ચત્તું કરીને જોઉં છું હું
કોણ જાણે કયા ટુકડા પર લખી હતી
કોઈ ઉત્તમ દૃશ્યક્ષણે નીપજેલી કવિતા
અચાનક લાધેલા ખ્યાલોની સંપત્તિ સાચવવા
સામે જે દેખાયો
રદ્દી કાગળના ટુકડા પર
ઉતારી લીધી ઝડપથી

સ્મરણશક્તિ કહે છે
સાચવી હતી યાદ કરીને
આ જ બટવાના કોઈ ખાનામાં
ચેઇન મારી દઈને સાચવી સંભાળીને
થઈ ગઈ હતી નચિંત
ફુરસદે
મોકલીશ મઠારીને
કોઈ દોસ્તની પત્રિકામાં
હવે ક્યાં ખોવાઈ ગઈ
કોઈ વસ્તુ કે પૈસા કાઢતી વખતે
બેધ્યાનીમાં પાડી નાખી
કે ક્યાંક પડી ગઈ ધીમેથી અજાણતાં જ
મને કંઈ સરત જ ના રહી

પણ હવે શું ?
કવિતા તો ગુમ થઈ ગઈ...



કદીક કદીક જ
લખાતી હોય છે કવિતા
કેટલીય મુશ્કેલીથી
આંખોની યાત્રા થકી ચિત્ત સુધી પહોંચી
હાથ સુધી આવી
કાગળ પર અવતરેલી
મહા મુસીબતે લાધેલી લાધેલી કવિતા ગુમાવી બેઠી છું....

આંખ સામે લાવું છું
એ ક્ષણ-દૃશ્યને
જેણે લખાવી હતી મારી પાસે કવિતા
સામે આવે છે એ ક્ષણ-દૃશ્ય
પણ કવિતા ગુમ !

વિખરાયેલાં કલ્પના-મોતીને
કલમની સોય વડે
પૃષ્ઠદોરમાં પરોવવા ઇચ્છું છું
ઝાંખી દૃષ્ટિને કારણે
સોય હલી જાય છે
અક્ષર લપસી જાય છે
અને રહી જાય છે અધૂરી કવિતામાળા

હાય ! એ ક્ષણ-દૃશ્ય ખોવાઈ જાય
કવિતા યાદ આવી જાય, મળી જાય....
સવારથી શોધું છું, ફંફોસું છું
કવિતા
ગુમ થઈ ગઈ છે ક્યાંક !!!

## કાંચીડો

તે પર્ણની નજીક ગઈ
લીલીછમ બની ગઈ
ફૂલો પાસે થંભી
લાલ-ગુલાબી થઈ ગઈ

વિજયી મુદ્રામાં ડોક ઊંચી કરી
ગુલાબી છાલક આપવા લાગી
જમીન પર ચાલતી વેળા
એણે પહેરી લીધાં ખાખી વસ્ત્ર...

ભીતરી રંગોની જાદુગરી દેખાડવા
પાસેથી પસાર થતા માણસ તરફ જોયું
અને પળ પળ બદલાતા માણસના રંગો જોઈ
પોતાના સઘળા રંગો ભૂલી ગઈ એ...!

## ગર્ભપાત

તારી સાથે ઘટેલી એ દુર્ઘટનાની ખબર સાંભળીને
એમ લાગ્યું
જાણે ફરી મારું બાળક આજે
મારી કૂખમાં જ મરી ગયું
એનાં બધાં રમકડાં તૂટી જઈને
દટાઈ ગયાં મારી છાતીમાં

કોઈ બસ કે ગાડીનાં પૈડાં
ઝંખનાઓને કચડતાં ચાલ્યાં ગયાં
કોઈ પંખીની ચાંચ
મારાં સપનાંઓને ટોચી ગઈ
કોઈ ઢીંગલીનીં બંગડી તૂટી
ખૂંચી ગઈ નાભિમાં છેક તળિયે
ઢીંગલીનાં બધાં જ કપડાં
કફન બની ગયાં બાળકનાં
મારા બાળકનું ઘોડિયું
હૃદયમાં ખૂંપી ગયું...

ઝાંઝરની ઘૂઘરી કાનની આંખોમાં ખૂંચવા લાગી
ઘૂઘરો ડઘાઈ જઈ ચૂપ થઈ ગયો
જાણે કોઈની રાહ જોતો હોય !
બહાર નીકળવાનો મારગ ન મળવાથી
છાતીનું દૂધ
ઝેર થતું ગયું.....

લોહી-માંસનો લોચો
કે જે ક્યારેક માંસ-મજ્જાની કિલકારી બનીને
મારા ખોળાને ગૌરવવંત કરવાનો હતો
કચરાપેટીની દુર્ગંધ બની ગયો હવે
ચાલણગાડી ખરીદવા ગયેલા એના બાપુ
અડધે રસ્તેથી જ રસ્તો બદલી નાખી
લાવે છે એ જ રૂપિયાથી દવા-દારૂ
પોતાના અધૂરા બાળકની મા માટે દવા...
પોતાની પૂર્ણતાની સાબિતી માટે દારૂ...



ચિનુ મોદી



## એક અખંડ કાવ્ય

પિતાજી, તમારા મૃત્યુ પછી બરમતીમાં બે વાર તો ભારે પૂર આવી ગયાં છે; પણ, મેં ક્યારેય પુલ પરથી નીચા નમી, વેગથી વ્હેતાં ડહોળાયેલાં પાણીમાં મારું પ્રતિબિંબ પડવા દીધું નથી.

સ્હેજ ભીની રેત પર મેં જ લખેલ મારી પ્રિયતામાઓના નામ પર પૂરનાં પાણી ફરી વળ્યાં છે કે નહીં એ જોવા પણ નદીના કાંઠા સુધી હું ગયો નથી.

પિતાજી, તમારા મૃત્યુ પછી પથ્થર બની ગયેલી ક્ષણોના વનમાં આજ પણ હું પાળિયા પેઠે ચૂપચાપ ઊભો ઊભો પૂજાવા દઉં છું મને.

ગંભીરતાનું મ્હોરું આજ પણ મારા ચ્હેરાને અનુકૂળ આવ્યું નથી; આમ છતાં વિધવા માની જેમ હું પણ ક્યારેક ક્યારેક ઠાવકા મોંએ તમારી વાતો કરું છું લોકોને.

પિતાજી, તમે તો ક્યારનાય મૃત્યુ પામ્યા છો પણ હજીય હું પુત્ર તરીકેના મારા આજ્ઞાંકિત ચ્હેરા પર એક કરચલી પડવા દેતો નથી. પણ, આથી જ કદાચ તમારી જેમ હું મારાં બાળકોને ચાહી શકતો નથી. કારણ, હજી મારી નસોમાં તમારા માટે કેળવાયેલું આજ્ઞાંકિતપણું અખંડ રીતે સતત વહ્યા કરે છે.

પિતાજી, મારે મારાં બાળકોના વ્હાલસોયા પિતા થવું છે.

એક અણઘડ ગામડિયા પેઠે મૂઢ જેમ ઊભેલો મારો ભૂતકાળ હવે મને બોજરૂપ લગે છે પણ, તમારા જ એક માત્ર ખ્યાલને લીધે હું મારા ભૂતકાળને હડસેલી શકતો નથી.

ઘડિયાળના કાંટાઓમાં ગોળ ગોળ ફરેલી મારી તમામ ક્ષણોને હવે ફેર ચડે અને એ બેહોશ થાય અને ફરી એ ક્ષણો ક્યારેય હોશમાં ન આવે એમ હું ઇચ્છું છું.

પણ તમે જ એ મૃતવત્ થયેલી ક્ષણોને જળ છાંટી છાંટીને જાગ્રત કરો છો.

હું મારી આસપાસ મને વીંટળાતા પડછાયાઓના પોલા પ્હાડોને  ફંગોળી દેવા હાથ ઊંચા કરું છું.

પણ, મારા હાથમાં તો પડછાયાનું જ લોહી પરિભ્રમે છે.
તો આ પડછાયાના પોલા પ્હાડોને ઓળંગવા હું શું કરું ?

એક કૂદકે દરિયો કૂદવો સહેલ છે.
પણ પ્હાડ કૂદવો મુશ્કેલ છે.

હે જ્વાળામુખી, તમારી ધધખતી લાલ લાલ જ્વાળાઓથી મારા પડછાયાના પ્હાડોને ભસ્મીભૂત કરી દો.

હું મારા પડછાયાની રાખ સાતમા પાતાળે દાટી, એ પર શેષનાગનો પ્હેરો મૂકી, પવનવેગી સાંઢણીએ બેસી નામ વગરનાં રણોમાં ધધખતી રેતી વચ્ચે મૃગજળ વચ્ચે દોડ્યા કરીશ. રેતીના રણમાં પગલીઓ પાડ્યા કરીશ.
પડી પગલીઓ ભૂંસ્યા કરીશ.

તો પિતાજી,
મારા ઘરના દીવાનખંડમાંથી તમારો મોટો લટકતો ફોટો મેં ઉતારી નાખ્યો છે. મને માફ..........

## હાથી



હાથી તો વેચાતો કોણ લે?
સ્કાયસ્ક્રેપર બિલ્ડિંગ આપવું છે, બોલ?
તું કહેતો હોય તો
પીઠ વગરનો આ વાયુવેગી અશ્વ વેચાતો
લઈ લઉં
તું કહેતો હોય તો
બ્રેક વગરની જીપકાર ખરીદું
પણ, હાથી?
દરવાજામાં બાકોરું પાડવાની યુદ્ધપ્રધાને
ના કહી હોય અને હું હાથી લઈ શું કરું?
રિસિવર વગરનો ફોન કબૂલ
સપનાં વગરની ઊંઘ કબૂલ
કાબૂલનું રણ કબૂલ
પણ, હાથી?
જીવતો રાખવાની શરત ન હોય
તો આપી જા ને
લાખ રૂપૈયા રોકડા ગણી દઉં
પૈસા એ પ્રોબ્લેમ નથી
અને આ અંબાડી તો દીવાનખંડમાં
એન્ટિકપીસ તરીકે મૂકીશ
ચિંતા શું કરે છે?
ચૂડગરનેય નહીં વેચું દાંત
ચિંતા શું કરે છે?
પણ મને ખબર છે મહાવત,
વખાનો માર્યો તું હાથી વેચવા નીકળ્યો છે
પણ, એમાં હું શું કરું?
નળમાં પાણી જ ન આવે તોય
હું શું કામ નળ ઉઘાડો રાખું?
પ્રસારણનો સમય પૂરો થયા પછીય
હું શું કામ રેડિયોની સ્વિચ ઓન રાખું?
મહાવત, મહાવત !
હાથી જીવતો રાખવાની શરત છોડી દે
અને –
પણ, મને ખબર છે મહાવત !
મારી સાથે સંબંધાયેલા
કોઈ પણ જેવો
તું પણ ક્રૂર છે.
લે, આ લાખ રૂપૈયા
તારો હાથી નહીં મારું, જા -



પ્રાણજીવન મહેતા

## વારતા



દાદાજી, પડછાયો વેંત એક ટૂંકો પડ્યાની વાત કો,
માણસને પડછાયો વેંત એક ટૂંકો પડ્યાની વાત કો,

પરીઓની વાત સાંભળી પૂતળાંને પરસેવા ફૂટ્યાની વાત કો,
પૂતળાંને ગામ ઊડતાં પરીઓની પાંખો તૂટ્યાની વાત કો;
દાદાજી, પછી પરીઓ ને પૂતળાં ભેળાં ઊડ્યાંની વાત કો.

કુંવરીના સોળે શણગાર આરસીભેળા તૂટ્યાની વાત કો,
કુંવરનાં સાતે વહાણ છીછરા પાણીમાં ડૂબ્યાની વાત કો,
દાદાજી, કુંવર ને કુંવરી આળસ મરડીને ઊઠ્યાની વાત કો.

ડાકણને જડબેથી દાંત એક પડ્યો ત્યાં વડલો ઊગ્યાની વાત કો,
વડલાને આવ્યા ટેટા તે માણસના બેટાને વાગ્યાની વાત કો,
દાદાજી, પછી વડલો વાઢી ટેટાને દેશવટો દીધાની વાત કો.

દાદાજી, પડછાયો વેંત એક ટૂંકો પડ્યાની વાત કો,
માણસને પડછાયો વેંત એક ટૂંકો પડ્યાની વાત કો,

## રોંઢાટાણે

રોંઢા ટાણે રણ આવતાં ફાકી ચપટી ધૂળ,
ટોળે મળી થોર પૂછતા- કયું તમારું કુળ.

ભેટે કળતર બાંધતાં, ઊભા આંગણ વચ્ચ,
પાડી તિરાડ પાંપણે જોવા ત્વચાકવચ.

ખેતર ખેડ્યાં લોહીમાં મૃગજળ વાવી ભોંય,
નસ તૂટ્યાનું ભાન થયું આંગળ પરોવું સોય.

ખીલે બાંધી કીડીઓ રુંવે બાંધી રઘવાટ,
અસબાબ લાવી આટલો અહીં કર્યો વસવાટ.

દીવે લોહી બાળતાં ચોમેર જામે મેશ,
કાજળમાં ભવાઈ કોતરું લૈ દીવાસળીનો વેશ.

**હસમુખ બારાડી**

**કર્ણ- જીવનવ્રત**



મને તો તારી આંખમાં
તરતી માછલી દેખાય છે, દ્રૌપદી,
એને અહીં જ વીંધી નાખું ?

તારે શું નિયતિનો નિયમ બની રહેવું છે ?
યાજ્ઞસેની, મને તારું એવું રૂપ હંમેશાં દેખાયું છે કે
તું વિધિને પડકારશે !
આપણે બન્ને તો એ માટે જ સર્જાયાં છીએ

મારા તીરની ધારે શો સંકલ્પ છે
એ તું જાણે છે...
મારી પ્રત્યંચાનો સનનનાટ
તેં સાંભળ્યો છે...
આવ, મારા ધનુષ્યને આલિંગીને ધન્ય બનાવ !

કેટલી આકરી કસોટીએ
જીવનસાથી પસંદ કરવા
વરમાળા બનીને તું આ ખડી છે !
એનો કોઈનેય ગર્વ થાય !
પણ આ કુળ-વંશની શરત...

માતા રાધાએ મને તારી વાર્તા
અધૂરી જ કહી
ને પછી
એ પૂરી કરવા એણે મને અહીં મોકલ્યો-

હવે તો આપણે માતા રાધાની યોજનામાં બંધાઈ ગયાં...
તને પામવાની મથામણમાં
હું આખું આયખું હવે ખેંચી કાઢીશ..

માત્ર એક દૂર્યોધન સિવાય...
બધી મર્યાદાઓ લોપીને
સ્નેહ અને યુદ્ધને બાથમાં લઈને
સૂઝશે એવા ઉપાય કરીશ..
યાજ્ઞસેની
તું મારું જીવનવ્રત છે.






## ૦ આ અંકના ફોટોકલાકાર



વ્યવસાયે તબીબ એવા ડો. રાજેશ કોટેચા (Dr. Rajesh Kotecha) એક ફોટોકલાકાર હોવા ઉપરાંત કવિ, નાટ્યકાર, ચિત્રકાર, સંગીતજ્ઞ અને સફળ કાર્યક્રમસંચાલક પણ છે. ૨૦૦૦થી વધારે રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય કાર્યક્રમોનું સંચાલન કરી ચૂક્યા છે. ફોટોગ્રાફિમાં ગાંધી વિચાર, માનવીય સંદર્ભો અને સમુદ્ર એ તેમના ગમતા વિષયો છે.

અનેક રાષ્ટ્રિય અને અંતરરાષ્ટ્રિય મંચો પરથી તેમનું કામ પ્રદર્શીત થઈ રહ્યું છે અને પોંખાઈ રહ્યું છે. તેઓ તેમનો તબીબી વ્યવસાય છોડી કલાને સમર્પિત થઈ ગયા છે.

તેમનું કામ તેમના ફેઇસબુક પેઇજ Dr. Rajesh Kotecha Photography પરથી માણી શકાય છે.



## ગુલામમોહમ્મદ શેખ

ચડતી રાતે ચન્દ્રે વાંકા વળીને જોયું
તો એના બન્ને પગ પીલુડીની જાળમાં ફસાઈ ગયા હતા.
એણે કહ્યું કે ખેતર વચાળે બેફામ પડેલી પીલુડી સાથે
મારે કશી નિસ્બત નથી.
પણ પીલુડી નીચે પાકા પીળા રંગના બે માણસો ઊભા હતા
(એમના શરીરમાં લીલા રંગનું લોહી વહેતું હતું)
એમણે ચન્દ્રને વિનવણી કરી
ના, આજની રાત રોકાઈ જાવ,
આ લીલપ બહુ બાળે છે
તમે રોકાશો તો એ ઓલવાશે.
પાણી તો ત્યાં હતું નહિ
પણ ખાલી છીપમાં
નાસી ગયેલી માછલીનો આકાર તરફડતો હતો
એની ઓથે સૂતેલા લાલ મંકોડાએ કહ્યું :
હા, રોકાઈ જાવ,
ધૂળ બહુ ઊડે છે, વંટોળ પર વંટોળ આવ્યા કરે છે
તમે રહેશો તો એ ઠરીને ઠામ બેસશે.
પરંતુ થોડે દૂર
અડધા અંધારે, હવાના અથડાવાથી હસતી
આકડાના ફૂલની જાંબલી, ઘેરી આંખ
ચન્દ્રને ઇશારા કરવા લાગી :
ઊતરો, ઊતરો ને,
પછી હું તમને જોઉં છું.
ઊતરો, ઊતરો, તમારી એકે વાત છાની નહિ રહેવા દઉં.
તે રાત્રે પશ્ચિમનો ચન્દ્ર હસી શક્યો નહિ.
મોડેથી એના પેટમાં કાણું પાડી પવન પસાર થયો.
એણે પોતાની જાતને સળી જેવી ઝીણી થઈ ત્યાં સુધી
છોલાવા દીધી.
સવારે એના હાડપિંજરને કવિઓની આંખોએ ચૂંથી ખાધું.
એપ્રિલ,૧૯૬૧

**ગુલામમોહમ્મદ શેખ**